ગુજરાત આનામાળા સીરીઝ ૮ મી.

कोटश्च पाटलुणंच मूर्खं चिरुटं मेवच्च ।
हस्तस्य स्टिक पकडंत ढिचण पर्यंत धोतरम् ॥

કેશવ હ. શેઠ.

# રમૂજ-ગીતમાળા.

યોજક અને પ્રકાશક,

ગોર અંબાલાલ છગનલાલ

શીકા, (સ્ટેટ ઇડર-મહીકાંઠા)

સંસારદર્શન, વિનોદિની, કમલીની, રાણી દુર્ગાવતી, સવિતા-સુશીલા, વિગેરેના કર્તા અને કેટલાક માસીકોના લેખક.

વિક્રમાબ્દ ૧૯૭૫. પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.



કીંમત { ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતિ પત્ર.

રમૂજકી બાત ન્યારી હૈ. એસે રમૂજી દો પુસ્તક અપને ટેબલ પર હોવે તબ અપના મગજ આનંદમેં રહેવે.

ઠીક—અબ ? ધક્કાજી મૂક્કાજી એ નામ પ્રસિદ્ધ છે. એમની ગાયન વાદન શાળામાં ફક્ત બે તબલા સારંગી, અને ફીડલ સિવાયનો બધો દેખાવ સાદોજ છે નાટક, ઓપેરા કંપનીઓએ જ્યારે દુનિયાં ઉપર રોફફ માર્યો તો હું કેમ ન મારી શકું ? આ સંસાર ચક્રમાં મ્હારે ઘણી વખત ધક્કા-મૂક્કીમાં ઉતરવું પડે છે. અને એવી કમબ્ક્તીઓ છતાં તેમજ મ્હારા બહેરા-પણા છતાં હું સાદાઈમાંજ મારૂં જીવન, ધૈર્યથી પુરૂં કરૂં છું. આપ સર્વે ગ્રાહકો મને બહેરા લેખકને જે કીંમતી મદદ આપો છો તો આપનો પરમ કૃતાર્થ છું.—

વિ. વિ. આ નિચેનાં સંગીતોમાં આપને જે કંઈ યોગ્ય જણાય તે ગાઇ લ્યો, બસ ? તાલ ઠેકકો દાદરો વીગેરે કોઇ પણ શરોદોમાં ગવાય છે.

વસંત પંચમી.
વડાગામ ( મહિકાંઠા )

આપનો સ્નેહાધીન,
**ગોર અંબાલાલ છગનલાલ.**
શીકા ( સ્ટેટ ઇડર—મહિકાંઠા. )

# રમૂજ-ગીતમાળા.

શેઠ ઠઠઠઠઠ, ધક્કાજી મૂક્કાજીની ગાયન વાદન
શાળામાં ગવાતાં ગીત, પદ અને ઠેકકાઓ-

મેં તો રસ બસ ખેલુંગી હોળી,
હોળી,— હોળી,— હોળી,—

---

પૂરૂષ મટી કે બન જાઉં બૈયાં, પ્હેરૂંગી ઘાઘર ચોળી,
નાચૂંજી મેં તો થનનન થૈયં ખુશ હો જાય સબ ટોળી.
એસી મેરી હોળી— હોળી— હોળી—૧

---

મૃદંગ છોડકેડફ્ફ બજાવું ને ગાંજો પીઉં ઘોળી ઘોળી,
ચિત્ર વિચિત્ર વેશ બનાવું જાણે કાગ વાઘકી ટોળી;
એસી મેરી, હોળી— હોળી— હોળી—૨

ધુળ ઉડાવું ને મૂતર છાંટુ, રાખ દઉ રગદોળી,
ખૂશ હો જાઓ મેરે, ખુશ ખુશ ભૈયાં;
નહિ તો મારૂં કાદવકી ગોળી—
ગોળી— ગોળી— ગોળી—
એસી મેરી હોળી— હોળી— હોળી—
મેં તો.

( ગીત ૨ જું )

—નમસ્કારનો મંત્ર—

નમસ્કૃત્યે, નમસ્કૃત્યે, નમસ્કૃત્યે ચ સાહેબમ્
કારણં કે સાહ્યબાચી સ્ટીક મધ્યે રહંતાંમ્
ગ્રેટપાવરમ્ ॥ ૧ ॥

( ગીત ૩ જું. )

હનમાન ઘર માંહી હડીયો કરે,
ત્યાંતો કેવી રીતે બેઠા બાઉ બને ?

ઘંટીના ગાળાને બંટીના ફાકા;
ત્યાં કેવી રીતે બેટા બાઉ બને ?

હનુમાન—

( ગીત ૪ શું. )

અલ્યા અમદાવાદ હું જયો તો. ( રાગ. )

*　　*　　*

ત્યાંતો જોઇ જોઇ ડંગ હું થયો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો.
ખુબ ખુશ ખુશ થઇ ભમ્યો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો. ૧

*

ગુજરીમાં ગાજરને મૂળો ખાધો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો.
ત્યાંતો તરતજ તરસ્યો થતો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો. ૨

*

પાંણીનો નળ મેં ખુબ તાંણ્યો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો.
પાંણી વગર રોઇ રોઈ જયો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો. ૩

* * *

એક ગટરમાં પાંણી પી તરપત થ્યો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો.
એક શેઠીયાએ મને દીઠો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો. ૪

* * *

અલ્યા ? મૂરખ એ પાંણી પીવાય ?
એમ કહી મને ખુબ ઠોકયો તો.
અલ્યા અમદાવાદ હું જયો તો.
ત્યાં તો જોઇ જોઇ ડંગ હું થયો તો. ૫

* * *

માંણેકચોકમાં ભૂલો પડયો તો ?
એક મશીદમાં જઇ ચઢયો તો;
ત્યાં મીયાંનો માર ખાધો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો. ૬

* * *

અલ્યા ગાડીની ડફ્ફેટમાં આયો તો,
ત્યાંથી અસ્પટાલમાં જયો તા.
મને મખમલને પાટે બાંધ્યો તો,
અલ્યા અમદાવાદ હું જયો તા. ૭

* * *

દહ્ર દહાડે હું હાજો થયો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો.
ડાકટરે ધક્કો મારી કાઢયો તો.
અલ્યા અમદાવાદ હું જયો તો. ૮

* * *

પરભાર્યો પ્રસ્ટેશણુ પર જયો તો,
ટીકટ વગર ગાડીમાં પેઠો તો.
ત્યાં માસ્તરનો માર ખાધો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો. ૯

* * *

ઝટપટ ઘર ભેળો હું થયો તો,
છોરે કીધુ બાપા તૂં ક્યાં જયો તો.
હું બોલીશ તો થાહે ફજેતો;
એમ જાણી હ્યા, ગુપ ચુપર્યો તો. ૧૦

* * *

અલ્યા અમદાવાદ હું જયો તો,
ત્યાં તો જોઈ જોઈ ડંગ હું થયો તો.
ગુજરીમાં ગાજરને મૂળો ખાધો તો,
અલ્યા અમદાવાદ હું જયો તો. ૧૧

## ( ગીત ૫ મું. )

મરાઠી હુંમ્મરી.

જય નારાયણ–હરીનારાયણ,
જય ગોવર્ધન હરી હરા;
જય વિઠ્ઠોબા હરી હરી,
પૂંઢરી ડુંગળી હરી હરી.
રીરીરી ઇઇઇ હોહોહો ? ૧
કાંદેચી ભાજી હરી હરી,
ખાઉ ન આલે હરી હરી;
ભજ ગોવિંદા હરી હરી,
તડાક તૂંબા હરી હરી. ૨
કાંદે વાડીત ગેલે હરી હરી,
સોડેચી બાટલી હરી હરી;

ઘેઉ ન ઘેતલી હરી હરી,
ફ્ડાક ફોડલી હરી હરી. ૩

*  *  *

તડાક તૂટલી હરી હરી,
ગોળી સૂટલી હરી હરી;
તોંન્ડાત લાગલી હરી હરી,
હાય, પરમેશ્વરા હરી હરી.

રીરીરી— ઇઇઇ— હોહોહો— ઓઓઓ ?

*  *  *

ઓય દાદારે ઓય બાપારે
ઓય આઇરે ઓય માઇરે
લોહી નીગલે કાય કરૂ ન ?

રીરીરી— ઇઇઇ— હોહોહો ?

જય નારાયણ.

---

## ( ગીત ૬ ઠું. )

ગપ્પાષ્ટકં એવ ગપ્પાષ્ટકંમ્
હનુમંત એ તત્વ રામાયણમ્

*  *  *

હોટીલ મધ્યે ચાહા બિસ્કીટમ્
હિંદુ મુસલમીનને ખ્રિસ્તમ્
ગપ્પાષ્ટકં કિમ્ ગપ્પાષ્ટકમ્
ઇટ ઇઝ એ નોટ ગપાષ્ટકમ્ ૧

* * *

ધૂપદીપ નૈવેદ્યમાં ચીરુટમ્
નૈવદ્યમાં ચાલતં બિસ્કુટમ્
ગપાષ્ટકં કિંમ્ ગપ્પાષ્ટકમ્
ઇટ ઇઝ એ સચ્ચ સચ્ચાષ્ટકમ્ ૨

* * *

અરબી મૂસલમીનને તૂર્કતમ્
અનાર્ય ભાષા ચલી ચાલતમ્
ઘેટ ઇઝ કૈસા ગપ્પાષ્ટકમ્
ઇટ ઇઝ એ સચ્ચ સચ્ચાષ્ટકમ્ ૩

* * *

વૈષ્ણવ ધર્મ ફેર મૂર્તિ મંડણમ્
આર્યસમાજ ફેર મૂર્તિ ખંડણમ્
ગપ્પાષ્ટકં કિંમ્ ગપાષ્ટકમ્
હનૂમંત એ તત્વ રામાયણમ્ ૪

* * *

હરામકે દ્રવ્ય મીલ જાવે તો
ચપ ચપ ચપ્પા ચપાષ્ટકમ્
મફ્ત કેરેલ મેં બેઠ જાવે તો
ઝપ ઝપ ઝપ્પા ઝપાષ્ટકમ્ ૫

* * *

મફ્તકે દોસ્તોકી બડીબડી બાતાં
ગપ ગપ ગપ્પા ગપાષ્ટકમ્
ગપાષ્ટકંમ્ કિંમ્ ગપાષ્ટકમ્
ઇટ ઇઝ એ સચ સચાષ્ટકમ્ ૬

* * *

સમ સીટ્સ આર ઓન હોસ ઉપરમ્
સમ યૂસીઝટુ ગર્દભં ગર્દભમ્

*

કેટલાક બેસતં ઘોડા ઉપરમ્
કિતનેકસે ચાલતાં ગર્દભમ્
ઇટ ઇઝ કેસા ગપાષ્ટકંમ્
બેટ ઇઝ એ સચ્ચ સચાષ્ટકમ્ ૭

* * *

ટોપી મધ્યે રહેતાં મસ્તકમ્
પાટલૂનમેં કોન પહેરતં ધોતરમ્

* *

નવા જમાનામાં નવાં નાટકમ્
સીનેમેટમેં ચૂંબના ચૂંબનમ્
* * *
ફીટ ઇઝ એ નવું ફેશ ને બલં
ગપ્પાષ્ટકમ્ કિમ ગપાષ્ટકમ્
હનુમંત એ તત્વ રામાયણુમ

( ગીત ૭ મું. )

શેઠજીની શેઠાઇ.

રાંડી રાંડનો તનુજ કહે થઇ રાજી રાજી,
માજી હું ગયો નજીક શેઠજીની મેડીના;
હરખની વાત માત શી કહુ જો આજ તણી;
છોકરા છ સાત સાથે હતા મારી હેડીના;
એવે સમે નગરના શેઠજી હવેલીમાંથી,
આવીને ઉભા નજીક બારીની કઠેડીના;
પછી મને આપો આપ શેઠજીએ બોલાવીઓ;
કહ્યું, જા, જઇને કુતરાં હાંકયરે ગધેડીના.

( કવિ દલપતરામ. )

## ( ગીત ૮ મું. )
( મારવાડી ઠેકકો ).

મૂંતો મારવાડરો બનાયોરે ?
મુબે શહેર સુ આયો.
મૂબે દેખી, પૂના પેખી, કલકત્તા ફીર
આયો.— મૂતો મારવાડરો—
મારવાડસે નિકર્યો જબતો નહિથો પાઉમેં જૂતો.
ધાસલેટ રીફેરી ફરકે પાંજરા પોળમેં સૂતો
મૂતો મારવાડરો--
બ્યાજ વટારો ધંધો કરકે પૈસા પાંચ કમાયો,
આધી આધી જમે કરીને લાડુજીકો લાયો;
મૂંતો મારવાડરો—
( ફોનોગ્રાફમાંથી. )

## ( ગીત ૯ મું. )
ગુજરાતી પદ.
### ઠગ ભગતની વાતો.

ભગત ભગતની વાતો એવી,
ઠગત જગત એ હાચોસે;
ડુંગળી ખાય એ હાચોસે,
મારે ડંગ એ હાચોસે.
* * *

ધોળુ તાંણુ જે ટીલુ એતો,
કાચો સે ભાઇ કાચો છે !
હેતરમાં જઇ રાંગણાં ચોરે,
હાચો સે ભાઇ હાચો છે ?

* * *

બોડ હકુ તીરથની જાતરા કરીને;
આવે પાછો એ કાચોસે.
ગંગામાં જઈ માંછલૂ મારે,
હાચોસે ભાઇ હાચોસે.
એવી ભગતની વાતોસે,
ડગ ભગતની વાતોસે;
બગ ભગતની વાતોસે.

* * *

વાતોસે વાતોસે વાતોસે
સે સે સે
ઇઇઇ ઇઇઇ ઇઇઇ

* * *

મોંઢે ન બોલૂં હું તો હાથે ન ચીંધું,
મારા ભાયલા હો ઓ ઓ ?
ખાડામાં સે ખદબદીયું.

( બોધવચન )

# એક જંજાળી જીવડાની તૃષ્ણાનું પ્રાબલ્ય.

ગુરૂરાજ મારા ઘડપણમાં ગોવિંદ ગુણ ગાશું,
હમણાં નથી નવરાશું—ટેક-રાગ.
મોટો છોકરો વિલાયત ગયો છે, ન્હાનો છોકરો જુગારી થયો છે;
એવો ધમરોળ મચી રહ્યો છે—ગુરૂરાજ મારા. ૧
સાઠ લાખની પુંજીમાં શું કરીએ, સાઠ અબજ જ્યારે ઘેર ભરીએ;
ત્યારે કાંઈક શાંતિ મનમાં ધરીએ—ગુરૂરાજ મારા. ૨
યુરોપ આફ્રીકા સુધી વિચરશું, આસ્ટ્રેલીયાનું સોનું સંઘરશું;
અમેરિકાની લક્ષ્મી લાવી ભરશું—ગુરૂરાજ મારા. ૩
હજી થાશું હજાર મીલવાળા, હજુ બાંધવા છે બારસે માળા;
તેમાં ક્યાંથી ફેરવીએ માળા—ગુરૂરાજ મારા. ૪
નાત જાતના સુધારા કરવા છે, હજી કંઈકનાં ભુંડાં કરવાં છે;
કોની અમારે પરવા છે—ગુરૂરાજ મારા. ૫
થઇ સાઠ વર્ષની ઉમર અમારી, તે શું આંખે ચડી છે ત્હમારી;
હજી પરણવી છે નવી નારી—ગુરૂરાજ મારા. ૬
નાત જાતના કરશું સુધારા, હજુ થાશું અબજ મનવાળાં;
પછી સુખે ફેરવશું માળા—ગુરૂરાજ મારા. ૭
કરજોડી કવિજન કહે છે, જે જન તૃષ્ણા નદી તરે છે;
તે મોક્ષપુરીને વરે છે—ગુરૂરાજ મારા. ૮

( ભજન પદ સંગ્રહ. )

ધી ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.